પ્રેમભક્તિ ✻ ગ્રન્થમાળા

# કુરુક્ષેત્ર

## છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન

Nanalal Dalpatram Kavi




## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૩ જો

કુરુક્ષેત્રના કાંડો

વિચારણા, ભાગ ૧ લો

વિચારણા, ભાગ ૨ જો

ધર્મમન્થન, ભાગ ૧ લો

ધર્મમન્થન, ભાગ ૨ જો

ગીતમંજરી, ભાગ ૨ જો

કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો

નવાં ઉપનિષદો

શ્રી હર્ષ







# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

## પ્રથમાવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨. | રાજસૂત્રોની કાવ્યત્રિપુટી ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [ ૭ મી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૭, | ભગવદ્ગીતા, સમશ્લોકી [ ૩ જી આવૃત્તિ ] | ૧૯૧૦ |
| ૮, | જયા—જયન્ત ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા ( ૫ મી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ—ભજનાવલિ [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૫ |
| ૧૭, | અમર પન્થનો યાત્રાળુ ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૫ |
| ૧૮, | શકુન્તલાનું સંભારણું [ ૨ જી આવૃત્તિ ] | ૧૯૨૬ |
| ૧૯, | કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો [ ૩ જી આવૃત્તિ ] | ૧૯૨૬ |







પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન

---

ન્હાનાલાલ દલપતરામ કવિ




વિ. સં. ૧૯૯૬ ઈ. સ. ૧૯૪૦

કીંમત બાર આના






પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પુલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી   ૧૯૪૦   પ્રત ૧૨૫૦

| | | | |
|---|---|---|---|
| પ્રથમ કાંડ, | યુગપલટો | રચ્યા સાલ | ૧૯૨૬ |
| દ્વિતીય કાંડ, | હસ્તિનાપુરના નિર્ઘોષ | ,, | ૧૯૨૮ |
| તૃતીય કાંડ, | નિર્ધાર | ,, | ૧૯૩૯ |
| ચતુર્થ કાંડ, | યોધપર્વણી | ,, | ૧૯૨૭ |
| પંચમ કાંડ, | પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ,, | ૧૯૨૮ |
| છઠ્ઠો કાંડ, | આયુષ્યનાં દાન | ,, | ૧૯૪૦ |
| સપ્તમ કાંડ, | ચક્રવ્યૂહ | ,, | ૧૯૩૯ |
| અષ્ટમ કાંડ, | માયાવી સન્ધ્યા | ,, | ૧૯૩૯ |
| નવમો કાંડ, | સહોદરનાં બાણુ | ,, | ૧૯૪૦ |
| દશમ કાંડ, | કાળનો ડંકો | ,, | ૧૯૨૯ |
| એકાદશ કાંડ, | શરશય્યા | ,, | ૧૯૨૯ |
| દ્વાદશ કાંડ, | મહાસુદર્શન | ,, | ૧૯૨૭ |

**કુરુક્ષેત્ર મહાકાવ્ય**ના એમ દ્વાદશ કાંડો લખાયા છે. ત્હેમાંના દસ કાંડો છપાઈ ગયા છે, અને આ એકાદશમો કાંડ છપાય છે.



---

મુદ્રક અને મુદ્રણસ્થાન
નંદલાલ ચુનીલાલ બોડીવાલા
સરસ્વતી પ્રીન્ટીંગ વર્ક્સ,
સારંગપુર, અમદાવાદ.







## વિષયસ્ફોટન

આ કાંડમાંનો વાર્તાવિભાગ ભીષ્મપર્વમાંનાં નીચેનાં અવતરણોથી સ્પષ્ટ થશે.

આઠમે દિવસે 'ભીષ્મ પિતામહે, હાથીઘોડારૂપી વાહનોના તરંગોવાળો, સૈન્યોનો ભયંકર મહાસાગર નામનો વ્યૂહ રચ્યો.' "ધૃષ્ટદ્યુમ્ને શૃંગાટક નામનો મહાદારૂણ વ્યૂહ રચ્યો.' ભારે 'કૌરવવધ' થયો ને 'કચ્ચરઘાણ' વળ્યું. ઘટોત્કચ ઘૂમ્યો. હૈડિંબ-દુર્યોધનનું યુદ્ધ થયું. ભીમદ્રોણ અથડાયા.

રાત્રિએ દુર્યોધને ભીષ્મશિબિરે જઈને વિનતિ કીધી કે 'હે મહાધન્વિ ! કર્ણને ત્હમારે માટે યુદ્ધ કરવાની આજ્ઞા આપો.' પિતામહ બોલ્યા; 'દુર્યોધન ! તું શા માટે આ પ્રમાણે મને વાગબાણથી વીંધી નાંખે છે ?' 'શિખંડી શિવાય સર્વ પાંચાળો તથા સોમકોને હણીશ......તને પ્રસન્ન કરીશ.' 'પૂર્વે શિખંડી દ્રુપદના રાજગૃહમાં સ્ત્રીરૂપે જન્મ્યો હતો, પરન્તુ વરદાનથી પુરુષ થયો છે; તથાપિ શિખંડિની જ છે.' 'કાલે સવારે હું એવો મહાસંગ્રામ મચાવીશ કે જ્યાં સુધી પૃથ્વી રહેશે ત્હાં સુધી લોકો તેને સંભારશે.'

નવમે દિવસે શાન્તનુના પુત્ર ભીષ્મે 'સર્વતોભદ્ર નામનો પોતાના સૈન્યનો મહાવ્યૂહ રચ્યો.' 'મહારથી અભિમન્યુ...સામો







ચાલ્યો.' 'અભિમન્યુવું ચોદિશાઓમાં ફરતું ધનુષ્ય...વીજળીના સરખું પ્રકાશમાન થતું હતું.' અલંબુષ રાક્ષસનું માયાવી યુદ્ધ થયું. 'દેવવ્રત અર્જુનના સામા લડવાને ચઢી આવ્યા.' 'બાણો શરદ કાળમાં આકાશમાં ઉડતા હંસોના જેવાં શોભવા લાગ્યાં.' 'ભગદત્તે ભીમને હાથીઓના સૈન્યથી ઘેરી લીધો.' 'ભીમસેને હાથમાં ગદા લઈને હાથીઓના સૈન્યને પ્રહાર કરી વિખેરી નાંખવા માંડયું.' 'જ્યારે સૂર્ય માથે આવ્યો ત્યારે' ભીષ્મ ધૃષ્ટદ્યુમ્ન શું અથડાયા.

'શિખંડીએ ભીષ્મને બાણ મારીને વીંધી નાંખ્યા; ભીષ્મે સામો પ્રહાર કર્યો નહિ.'

'સૂર્ય જ્યારે પશ્ચિમ દિશામાં ઉતરવાની તૈયારી કરતો હતો ત્યારે મહાભયંકર યુદ્ધ ચાલતું હતું.' પિતામહ અજીત હતા. 'તેમનો રથ અગ્નિગૃહ હતો; તેમનાં બાણો જ્વાળાઓ હતી.'

'આખલાના ટોળાંની પેઠે ભડકેલા રથના ઘોડાઓવાળું પાંડવોનું સૈન્ય' જોઈ પાર્થે કૃષ્ણને કહ્યું, 'જ્યાં ભીષ્મ હોય ત્યાં મારા અશ્વને હાંકો.' 'પાંડવી પક્ષના યોદ્ધાઓ, ભયભીત થઈ, સંગ્રામમાં દેવતાઈ પરાક્રમ દેખાડતા ભીષ્મના સામું જોઈ જ રહ્યા.' ઉગ્ર સંહાર થયો.

રાત્રિ પડયે 'પાંડવો વિચાર કરવા લાગ્યા કે ભીષ્મને જીતવા એ સહેલ નથી.' શ્રી કૃષ્ણે કહ્યું, 'અર્જુનને અર્થે હું










મારૂં માંસ કાપી આપવાને માટે પણ તત્પર છું.' 'આપણે સર્વે તેમના વધનો ઉપાય જાણવા માટે તેમની પાસે જઇયે.' પાંડવો સંમત થયા કે 'અમને નબાપાને એમણે ઉછેરીને મોટા કર્યા છે.'

'ભીષ્મના તંબુ પ્રત્યે જઇને, પોતાનાં શસ્ત્ર વેગળાં મૂકીને, સર્વેએ મસ્તક નમાવી ભીષ્મને પ્રણામ કર્યા...તેમને શરણે ગયા.' અને પૂછ્યું; 'અમારો જય શી રીતે થશે તે અમને કહો.'

'આ શબ્દ સાંભળીને પાંડુના વડિલ બન્ધુ ભીષ્મે પાંડવોને કહ્યું કે ગમે તે પ્રકારે યુદ્ધમાં હું હારીશ ત્યારે જ પાંડુપુત્રનો જય થશે...જય ઇચ્છતા હો તો જેમ બને તેમ સત્વર મારા પર પ્રહાર કરો. હું તેમ કરવાની તમને આજ્ઞા આપું છું.'

ધર્મરાયે કહ્યું: 'યમને જીતી શકાય; પરન્તુ...દેવો અને અસુરો પણ તમને સંગ્રામમાં જીતી શકે તેમ નથી.'

પિતામહે કહ્યું કે તમે મને અજીત માનો છો એ જ તમારા જયનું ચિહ્ન છે. 'તમારા સૈન્યમાં શીખંડી નામવાળો જે મહારથી દ્રુપદપુત્ર છે, તે પૂર્વે સ્ત્રી હતો. શિખંડીને આગળ કરી શૂરા અર્જુનને મારા ઉપર પ્રહાર કરવા દ્યો.'

'પરલોકને માટે દીક્ષા લીધેલા ગંગાપુત્રે આ પ્રમાણે કહ્યું.' 'પૃથાના પુત્રો પોતાના તંબુએ પાછા ફર્યા.'








પછી દસમા દિવસનું યુદ્ધ મંડાયું. 'ભીષ્મનું ઇન્દ્રધનુષ જેવું મોટું ધનુષ સર્વદા ખેંચાયેલું જ દૃષ્ટિએ પડતું હતું.' પિતામહ દુર્યોધન શું બોલ્યા કે 'પૂર્વે મેં તારી આગળ પ્રતિજ્ઞા કરી હતી કે હું દરરોજ દસ હજાર મહાક્ષત્રિયોનો નાશ કરી રણમાંથી પાછો આવીશ. એ મારું વચન મેં પાળ્યું છે.'

એવામાં માનશુકનને જોઈ દ્રોણાચાર્યે પુત્રને કહ્યું : 'મારું ધનુષ્ય ધ્રૂજે છે...પૃથ્વી પણ સર્વત્ર શબ્દ કરે છે...ભીષ્મનું રક્ષણ કરવા કાજે ઝટ જા...યુધિષ્ઠિરની સામો હું જાઉં છું.'

શિખંડી હરખાતો ભીષ્મ સામે આવ્યો. ભીષ્મે પ્રાણદાનનો સંકલ્પ કીધો કે 'હવે હું વધારે યોદ્ધાઓનો નાશ કરીશ નહિ.'

'બપોર ચઢતામાં...બન્ને સૈન્યનું મહાભયંકર સંમિશ્રણ થઇ ગયું.' 'રૂવાટાં ઉભાં થઈ જાય તેવું તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું.'

'પૃથ્વીકંપ વખતે પૃથ્વી કંપે, પણ પર્વત કંપતો નથી; તેમ શિખંડીનાં બાણથી વીંધાયેલા છતાં ભીષ્મ જરા પણ કંપ્યા નહિ.' 'ગાંડીવ ખેંચી પછી અર્જુને...ભીષ્મનાં સર્વે મર્મસ્થાનોમાં પ્રહાર કર્યો.' પિતામહ 'પૂર્વ' તરફના મોંએ રથમાંથી ઉંધે માથે નીચે પડયા.' 'હાહાકાર વર્તાઈ રહ્યો.'







'શરીરમાં ચારે તરફ બાણો ચોટી રહેલાં હોવાથી તેમનું શરીર પૃથ્વીને અડકવા પામ્યું નહિ.' 'ભીષ્મે જાણ્યું કે સૂર્ય દક્ષિણાયનમાં છે, તેથી પૃથ્વી પર પડયા છતાં પણ પોતાના પ્રાણ ધારી રાખ્યા.'

'ભીષ્મ પડયા ત્યારે દ્રોણને તે સાંભળતાં મૂર્છા આવી ગઈ.'

ત્યહાં ભીષ્મે કહ્યું: 'આ મારૂં મસ્તક પાછળ લટકે છે, માટે મને ઓશીકું આપો.' 'રાજાઓ નરમ ને સુંવાળા ઓશીકાં લાવ્યાં.' 'લગાર હસીને પિતામહ કહેવા લાગ્યા, વીરશય્યામાં આવાં ઓશીકાં ન ઘટે.' અર્જુને 'ત્રણ તીક્ષ્ણ બાણ મૂકી ભીષ્મના મસ્તકને ટેકો આપી ઉંચું કર્યું.' 'ભીષ્મ અત્યંત પ્રસન્ન થયા.' બોલ્યા: 'ધર્મમાં રહેનારા ક્ષત્રિયે રણસંગ્રામમાં બાણશય્યામાં સૂવું જોઇએ,' 'મારી આસપાસની જગામાં પરીખા ખોદો.' 'વૈદ્યોને દ્રવ્ય આપી વિદાય કરો.' 'તમે વૈરનો ત્યાગ કરીને યુદ્ધ કરવું બંધ કરો.'

પછી પિતામહ બોલ્યા: 'મારો કંઠ સૂકાઈ જાય છે.' 'અર્જુન! મને જળ આપ.' અર્જુને રથમાં બેસી... ભીષ્મની પ્રદક્ષિણા કરી,...પર્જન્યાસ્ત્ર ધારણ કર્યું,...ને પૃથ્વીમાં પ્રહાર કર્યો.' 'પૃથ્વીમાંથી વિમળ પવિત્ર શીતલ અને અમૃત તુલ્ય દિવ્ય ગંધવાળા જળની ધારા નીકળવા લાગી.' 'અર્જુને તે શીતલ જલથી...ભીષ્મને સન્તુષ્ટ કર્યા.'







**કુરુક્ષેત્ર** નામના **મહાકાવ્યનો** આ છઠ્ઠો કાંડ આજ ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષોથી ભારતવર્ષની જનતા એને વાંચતી-વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય-ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે,

આ કાંડ જાનેવારી ૧૯૪૦ માં લખાયો અને જૂલાઈ ૧૯૪૦ માં છપાયો છે.

જૂલાઈ, ઈ. સ. ૧૯૪૦ **ન્હાનાલાલ દલપતરામ કવિ**







એ મૃત્યુ ન હતાં;
પિતામહનાં હતાં આયુષ્યનાં દાન.
ભીષ્મે કૌરવોને દીધાં'તાં
ચાપ ને બાણ ને પરાક્રમ;
પિતામહે પાંડવોને અર્પ્યાં'તાં
તપ ને બ્રહ્મચર્ય ને આયુષ્ય.

અને એ હતો
હસ્તિનાપુરનો મહાબ્રહ્મચારી.
ગિરિવાસી ન્હોતો, ગુફાવાસી ન્હોતો;
એ હતો મહાનગરીનો મહાજનશિરોમણિ.
એ હતો રાજસભાનું રાજછત્ર.
એકસો પચ્ચીસ ને દસ વર્ષનાં
એણે દીઠાં'તાં બેસતાં વર્ષો.
કનકકામિનીની વચ્ચે વસતો'તો
કનકકામિનીનો એ મહાત્યાગી.
ત્યાગીને જીત્યું'તું જગતને
એ જયવરેલા જોગન્દરે.
યમદૂતને એ કહેતો પાછા જાવ,
કાળને એ કહેતો આજ નહિ.







હસ્તિનાપુરનો હતો એ મહામેગળ;
કુરુવંશનો હતો એ કૌરવેન્દ્ર.
ગાંગેયનો ખાણુટંકાર થતો
ને ડોલતાં ગંગાનાં પૂર.
જોગીઓમાં એ હતો જોગન્દર;
મહાજનોમાં એ હતો મહાપુરુષ;
શાણા સંસારીઓની મધ્યે
એ હતો નૈષ્ઠિક બ્રહ્મચારી.
પિતા કાજે ત્યાગ્યું હતું રાજ્ય,
પિતા કાજે ત્યાગ્યું હતું લગ્ન એણે;
ને પછી પધારી હતી
શાન્તનુ મહારાજના રાજપ્રાસાદે
યોજનયોજનવા પરિમળલહરીઓ નાંખતી
યુગસુગન્ધિણી યોજનગન્ધા.
ભારતનાં ભર્યાં ભર્યાં મહાવનોમાં
ગાજતો'તો ભીષ્મનો પરાક્રમડંકો.
જય બેસતો એના ધ્વજદંડે,
પ્રતાપ રમતો એના ચાપદોરે.
એ હતો પુરુષાર્થની જ્યોત;
ને પ્રારબ્ધને કહેતો કે







ન, વિધાત્રી બોલાવે છે.
સંસાર વચ્ચે એ હતો સાધુરાજ;
કુરુક્ષેત્રમાં એ હતો કૃષ્ણસમોવડિયો:
કૃષ્ણચન્દ્રે લેતા એની ચરણવન્દના.
એ રથ ખેડતો ત્હાં ધરતી નમતી.
ગિરિવરોમાં છે હિમાલય,
ઉન્નતશૃંગાળો ને અદ્ભુતમૂર્તિ:
એવા હતા યુદ્ધસ્વામીઓમાં પિતામહ,
જગતના જયજંગી એ જોગન્દર.
એની ધ્વજછાયા પડતી
ત્હાં પથરાતા મૃત્યુના પડછાયા.
એ એક ન હોત તો
અડધેરૂંક ઝંખવાત કુરુક્ષેત્ર.
સાધુપુરુષોમાં સન્તવર,
રાજપુરુષોમાં રાજરાજેશ્વર,
સવા સદ્દીને ઘોળી ઘોળી પીધેલો
હતો કોક કારમો દેવપુરુષ
શાન્તનુકુમાર એ દેવવ્રત.
રાજ્ય ત્યાગી એ મહારાજ્ય માણતો.
પાંડવો ને કૌરવો–ઉભય સેનાસાગરો–







અઢારે અક્ષૌહિણી એને વન્દતાપૂજતા.
એ હતો પરાક્રમનો ધોધ.
ગાંગેય હતો વીરત્વની મહાગંગા.
મહાસાગરનો પુરુષસ્થંભ રચાતો હોય
તો પિતામહ હતા સાગરપુરુષ.
એના રોમરોમમાંથી ઝબકતી
બ્રહ્મચર્યનાં પ્રતિભાપ્રતાપની વીજળીઓ.
એક વેળા સૂર્ય ઝંખવાતો
એની પુણ્યજ્યોત જોઈ નિહાળીને.
કાળપગથાર સમા કુરુક્ષેત્ર વચ્ચે
પિતામહ હતા એક કાળજેતા.

પિતામહને શિબિરે જતા'તા
પુણ્યમૂર્તિ પાંડુકુમારો
ને અગમ્યમૂર્તિ કૃષ્ણચંદ્રઃ
જાણે ગિરિશિખરો ચાલ્યાં હિમાલયે.

હૈયાદોર સમી
પિતામહ પંપાળતા'તા ધનુષપ્રત્યંચાને,
ને ભણતા'તા જંગવિજયનો વેદમન્ત્રો.







વજ્ર ગાંડીવ કોદંડ ને પિનાકનું
ભીષ્મધનુષ્ય હતું ગોત્રધનુષ્ય.
એણે દીઠા'તા કાશી ને કાંચી,
એણે આરોહ્યા'તા હિમાદ્રિ ને હેમકૂટ.
એ ન્હાયું'તું પૂર્વપશ્ચિમની સાગરછોળોમાં,
એણે વીંધી'તી વિન્ધ્યાટવિની મહાઅટવિઓ,
એણે જીત્યા'તા જયકિરીટીઓને.
સેતુબન્ધે રામચરણ ચુમ્બ્યાં'તાં એણે,
કૈલાસશિખરે કાર્તિકેયને વન્દ્યા'તા એણે.
અગસ્ત્ય એને સંભારતા,
વિશ્વામિત્ર એને પૂજતા,
જયન્ત એના જાપ જપતો.
બાણપાંખે એ યોજનો ઉડતું,
શરપીંછે એ ઓળંગતું દુર્ગોને.
તારકગણનાં રાશિઓ ને નક્ષત્રો સમાં
કેટકેટલાંક આભ ઉડવાનાં છે બાકી,
પિતામહ એ ગણતા'તા મધ્યરાત્રિએ.
ભીષ્મ રમતા હતા હદબેહદમાં.

પાંડુકુમારોએ જોયું કે







મધ્યરાત્રિએ સૂર્ય પ્રકાશતો'તો
ગિરિગુફા સમા ભીષ્મશિબિરમાં.
કૃષ્ણચન્દ્રે ચરણવન્દના લીધી, બોલ્યાઃ
'બેહદને યે હદ છે, પિતામહ!' ૧૦૦

'પધારો, પ્રારબ્ધપુરુષ!
જોગસંજોગ છે કોક મહાયોગનો આજ.' ૧૦૨

પિતામહ ઉઠયા ને કૃષ્ણચન્દ્રને ભેટયા;
હૈયાએ હૈયા શુ કીધી વાત.
પુરુષાર્થના ચાપદંડ થઇ પડયા
પાંડુકુમારો પિતામહનાં ચરણકમળોમાં.
હાથ ઝાલી મસ્તકે મૂકયો ધર્મદેવે,
પાયઅંગુઠે નેત્રો ચાંપ્યાં પાર્થે. ૧૦૮

'પૃથ્વિને સીમા છે સાગરની,
ને સાગરને સીમા છે પૃથ્વીની.' ૧૧૦
પિતામહ બોલતા'તા સાગરશબ્દે. ૧૧૧

'હા; બ્રહ્મનો પડછાયો છે બ્રહ્માંડ,
ને બ્રહ્માંડનો કિનારો છે બ્રહ્મસાગર.







આરપાર નિરખે છે આંખડી આપની.
બેહદની યે હદ, પિતામહ !
દીઠી ને દેખાડી આપે.'
કૃષ્ણચન્દ્રે કીધો કાળટહુકો.

'નથી ઉડાતું હજી અગોચરમાં.
મ્હારૂં બાણ ઉડે છે, કૃષ્ણદેવ !
એટલું યે નથી ઉડાતું મુજથી.
માનવીને કેમ બાંધ્યો હશે ઇન્દ્રિયપાશોમાં ?
નથી–નથી એ દેવપાંખો;
નહિ તો એક વાર તો જીતી આવત
સ્વર્ગના યે સુરેન્દ્રને.'
પિતામહને જયના ભણકારા વાગતા.

'પિતામહ ! આંખના આરા આભ
ને અંગના આરા ઇન્દ્રિયો.
પુરુષપુરુષની પાછળ છે પડછાયાઓ,
એમ ઇન્દ્રિયઇન્દ્રિયની પાછળ છે અગોચર.
વિજયડંકે ગાજતું જગત, પિતામહ !
ઉભું છે અગોચરને આરે.







બેહદની હદ આપે દાખવી આજ.'

કૌરવરાજોનાં શિબિરો હતાં
રાજરાજેશ્વરી રાજમહેલો,
શોભાશણગારમઢેલા ને દેદીપ્યમાન.
ભીષ્મની હતી બ્રહ્મચારીની કુટીર.
શસ્ત્રો હતાં, શસ્ત્રઢાલો હતી;
મન્ત્રો હતા, મન્ત્રનિવારણો હતાં.
પૂજાપાટલે વિરાજતી હતી
રણદેવદીધેલી દિવ્યતાઓ,
ટોપ કવચ ને બાણચાપ.
કાચણ જેવી પડએ પડી'તી
લોહશ્યામળી દ્વિમુખી મહાસાંગ.
ઋષિવરોનાં વનગૂંથેલાં જેવાં
આસનો હતાં દર્ભાસનોનાં.
મધ્યભાગમાં હતો હોમકુંડ.
ને હોમકુંડમાં હતો દેવહુતાશ.
મન્ત્ર ભણતા'તા પિતામહ,
ને હવિ અર્પતા'તા દેવાધિદેવને.
ન્હોતું એ સેનાસ્વામીનું શિબિર:







એ તો હતી રણયોગીન્દ્રની ગુફા.
પાષાણપંખાળા સિંહવિવર સમી
એની હતી સાદી ભવ્યતા;
ગિરિવરના ઢોળાતા ગિરિઢોળાવ જેવી.
પિતામહના પરાક્રમશિખિરને
આભ ઉતરી શણગારતું'તું
ગેબના સનાતન રંગોથી. ૧૫૭

'એકાદ અક્ષૌહિણીને
પિતામહ! પાયાં હશે અમૃત આજ.'
કારમુક હસ્યા કૃષ્ણદેવ. ૧૬૦

'એ હતો કુરુક્ષેત્રનો મધ્યાહ્ન
કૃષ્ણદેવ! ગીતાના ગાનાર!
કાળવ્હેણમાં વહતું કુરુક્ષેત્ર
વ્હેલું સમેટાય તો સારૂંને ?
પાંડુકુમારો વ્હેલા વિરાજે ધર્માસને.'
પિતામહે પોરહાવ્યા કૃષ્ણદેવને. ૧૬૬

'હસ્તિનપુરના પુણ્યપુરુષ !
પાંડવો યે પુત્રો છે આપના.







નબાપાના પિતા છો ત્હમે.
પાંડવસેનાને સંહારી સંહારીને
ધર્માસને સ્થાપશો પાંડુકુમારોને ?
યોજનયોજનવા ઉજ્જડતા પથરાય છે
પિતામહનો રથ ઘૂમે છે ત્ય્હાં ત્ય્હાં.
ચારેક તિથિઓ આવી વીતે
તો કુરુમંડળમાં રહે એક ભૂમિમંડળ,
ને પૃથ્વી થાય નપાંડવી.
કુરુપ્રવર ! ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર
ધર્મ ઉચ્ચરશે કે અધર્મ ?'

        પિતામહે પ્રત્યંચા વગાડી;
જાણે કુરુવીણાનો મંજુલ બોલ.

        બંસીમાં શું ગાયું હતું કૃષ્ણદેવે
શરદપુનમની એ માઝમરાતે ?
પિતામહે એવું ગાયું પ્રત્યંચાબોલમાં.
કૃષ્ણદેવ ને પિતામહ, નિજનિજની અંગુલિએ,
જગાડતા'તા અગમ્યની ગહનતાને,
બોલતા હતા પરબ્રહ્મના બોલ.







'કૃષ્ણદેવ ! આપથી અજાણ્યું છે એ ?
સોહ્યલા છે ધર્માધર્મને પારખવા ?
પડયાપથરાયેલા નિરખે છે
મ્હારાં વૃદ્ધ લોચનો તો પૃથ્વીપડમાં
કળીના આવન્તા ઓળાઓને.
પુરુષાર્થની અંગુલિએ વીણું છું હું તો
પ્રારબ્ધના વેરાયેલા નિર્માણમન્ત્રોને.'

'सत्यम् सत्यम्, પિતામહ!
વાવેલું પ્રારબ્ધ જ વીણતા હતા
પિતામહ આજે પુરુષાર્થબાણે.
સંહારસોહામણું કુરુક્ષેત્ર છે
પ્રારબ્ધનો પરિપાક ને પુરુષાર્થનું ખળું.
સિંહનાદે વન સૂનાં થાય એમ
વેરાન થતું'તું તેટતેટલું કુરુમંડળ
ચાપટંકાર સંભળાતો ત્ય્હાં ત્ય્હાં.'

અકળિત અંગુલિએ પિતામહ
પંપાળતા'તા રથધ્વજમાંનું તાલવૃક્ષ.

'સાતમી તિથિએ જામ્યું'તું







રથીમહારથીઓનું દ્વન્દ્વયુદ્ધ.
ત્હાં સૂધી હતાં સમાન પલ્લાં
કુરુક્ષેત્રની સંગ્રામદાંડીનાં.
પાંડવકૌરવ હતા બે આંખો આપને.
પછી માંડયો મહાસાગર વ્યૂહ,
ને મહાસાગર ઉલટયો કુરુમંડળમાં.
કિનારો થઈને કોણ ઉભે
ભીષ્મની મહાભરતી સ્હામે ?
મહામોજ ને મહાઆરા સમા
સ્હામસ્હામા ત્હારે અથડાયા
વનઉછર્યો ઘટોત્કચ ને કૌરવરાજ.
મેઘ વીજળીઓ વરસે છે એમ
કૌરવનાથ વરસતા'તા બાણવૃષ્ટિ;
મહાવન મેઘધારાઓ ઝીલે છે એમ
હિંડબકુમાર ઝીલતો'તો શરધારાઓને.
મેઘ ને મહાવનનાં હતાં સમાન પલ્લાં.
પછી ઉછળ્યા વનઉંચા મહામોજ,
પછી ઉલટયો સાગર પિતામહનો.
પૃથ્વીએ પણ સંકોર્યો પાલવ,
મહેન્દ્રે ઉતારી નાંખ્યું મેઘધનુષ્ય







કે લજામણા જયધ્વજ શા ?
પાંડવો એમ જીતશે પ્રારબ્ધને ?'
ગાંડીવટંકાર સમો પડયો પાર્થબોલ.

'અને નવમી તિથિએ પછી
કુરુક્ષેત્રમાં ઉતર્યા અજીત ભીષ્મ.
તે તિથિએ મંડાણો હસ્તિસંહારઃ
હસ્તિસેનાનો ને હસ્તિસેનાસ્વામીઓનો.
આભના તારા ઉતાર્યા પિતામહે.
પુત્રોને સંહારશો, પિતામહ !
તો કોણ સારવશે પછી શ્રાદ્ધ ?'
ધર્મદેવે નાંખ્યું ધર્મવેણ.

'પાર્થ ! પુરુપરાક્રમપુરુષ !
તે તિથિએ બે હતા ફાલ્ગુનો
પાંડવમંડળની યોધવાડીઓમાં ?
ત્હારો પડછાયો હતો, પાર્થ !
પણ પુરુષજવાળાનો હતો પડછાયો.
યુગયુગ સંભારશે એનાં યૌવનને.
ભીષ્મની સ્હામે ભીડે એક,







પાર્થ કે પાર્થની પુત્રજ્યોત.'
પિતામહે સંભાર્યાં અભિમન્યુનાં પરાક્રમોને. ૨૪૪

'પિતામહની પ્રત્યંચાને રમાડતો'તો
પરાક્રમપંખાળો પ્રપૌત્ર.
ભીષ્મના ભણતો'તો એ ભેદ.
અભિમન્યુ છે પુરુવંશની પાંખડી.
ઉગતો, ત્હો યે આપનો.
પુત્રમાં પાંગર્યાં છે પિતામહના પ્રતાપ.' ૨૫૦
ધર્મદેવે પુત્રને ધર્યો પિતૃચરણોમાં. ૨૫૧

'બેહદની હદ દોરી પિતામહે.
આભ ઉતર્યાં પૃથ્વીઆંગણે.'
કૃષ્ણચન્દ્રે વળી વાંચી આજની કાળવહી. ૨૫૪

પહાડ બોલે એમ પિતામહ બોલ્યા:
મેઘનાદ સમો કંઠ હતો ઘેરો,
વિધાત્રીના બોલ સમો
મન્ત્ર હતો વિશ્વવેધી. ૨૫૮

'કૃષ્ણદેવ ! હું છું કૌરવોનો,







પણ કુરુક્ષેત્ર છે પાંડવોનું.
જ્‌હાં કૃષ્ણ છે, ત્‌હાં ધર્મ છે;
જ્‌હાં ધર્મ છે, ત્‌હાં જય છે.
પાંડુકુમારો વરશે વિજયવરમાળને.'

'મુખડે વરસો છો આશીર્વાદ,
ને બાણચાપથી ભૂંસો છો
ભાગ્યનાં સૌભાગ્યકુંકુમ.
અદ્‌ભુત છે શબ્દવેધિત્વ આપનું;
ઉચ્ચરો છો એને વીંધો છો.
પુત્રો આવ્યા છે પૂછવાને
સવાસો સંવત્સરોનો સંગ્રામબોધ.
દાખવો એમને વિજયનો પન્થ.
ગાંગેયનું ધનુષ્ય છે અજેય;
અને એ ચાપ ચ્‌હડેલું છે
કૌરવસેનાના સેનાદુર્ગે.
દુર્જેય છે ભીષ્મરક્ષેલો સેનાદુર્ગ.'

'અજેયને યે જીતશે,
તે જીતશે કુરુક્ષેત્રને, કૃષ્ણદેવ!







ધર્મ ને પાર્થ છે અજેયજેતાઓ.’ ૨૭૮

વૃક્ષરાજે મેઘને ઘટા નમાવે
એમ પ્રણમ્યા ધર્મ ને પાર્થ ૨૮૦
પિતામહની મેઘભવ્યતાને.
પિતામહે દીધાં પિતૃવરદાન,
ને પુત્રોને મસ્તકકમળે મૂક્યાં
આશીર્વાદની હસ્તસ્થળીઓ. ૨૮૪

‘સાંભળો, કૃષ્ણદેવ!
કુરુમંડળનો વિજયમાર્ગ.
પાડો–પછાડો ગાંગેયનો દુર્ગકોટ.
સાગર પૂરો પિતામહનો પર્વત પાડીને.
પ્રારબ્ધને જીતો પુરુષાર્થથી.
એક છે અજેય ધ્વજ કુરુમંડળમાં; ૨૯૦
એ અજેયને અમૃત પાવ.’ ૨૯૧

‘અજેયની અમૃતજ્યોતને
ગાંડીવે ના પાડે અમૃત પાવાની.’
પિતામહને પુણ્યચરણે
મધુરો નાંખ્યો મયૂરટહુકાર







પિતૃવત્સલ ગાંડીવધન્વાએ. ૨૯૬

'વાંચ આ વેદમન્ત્ર, વત્સ!
ને સંહાર પિતામહને.
ભયંકર છે એ વિશ્વસત્ય;
પણ મહાસત્ય છે એ સૃષ્ટિનું.
પુત્રપુત્રે સારવવાનું છે પિતૃશ્રાદ્ધ. ૩૦૦
વિસ્તરેલો છે પ્રગતિનો પન્થ
પિતૃશબની ભસ્મશય્યા ઉપર થઈને.
પરમ પૂજ્યતાથી પાડજે પાય:
નહિ તો દાઝશે પાયપાંખડીઓ.' ૩૦૫

'ભયંકર છે, ભવબીષણ છે.
પિતામહ! દાખવ્યો સનાતન જયમાર્ગ.
દાખવશો હવે જયમાર્ગ કુરુક્ષેત્રનો?'
ધર્મરાજે નાંખ્યું ભિક્ષાવેણ. ૩૦૯

રાત્રિને નયનોમાં પીધી પિતામહે, ૩૧૦
ને ઉચ્ચાર્યો ઉદારતાનો સાગરબોલ: ૩૧૧

'ધર્મદેવ! તું છો ધર્મમૂર્તિ.







ધર્મ પાળ છ આ ધર્મસંગ્રામમાં.
લે આપું ત્હને આયુષ્યનાં દાન.
રાજ્ય ત્યાગ્યું, ને લગ્ન ત્યાગ્યું,
ને ભીષ્મે લીધી ભીષ્મપ્રતિજ્ઞા,
અને યોજનગન્ધા પધારી હસ્તિનાપુરે,
રાજપિતાએ ત્હારે બે દીધાં છે વરદાનઃ
એક મનસ્વી મરણ, એક રણમાં અવધ્યત્વ.
અવધ્યને મે વધેરો, તાત!
—ને મ્હારી પ્રતિજ્ઞા છે પૃથ્વીજાણીતી.
બ્રાહ્મણને, ગાયને, સ્ત્રીને
નમી જાય છે ભીષ્મધનુષ્ય.
પૂજ્યને પ્રણમે છે મુજ બાણચાપ.
ભીષ્મ છે મહાબ્રહ્મચારી;
નથી સંહારતો નારીમંડળને.
ભીષ્મમૃત્યુ છે નારીબાણથી.
ને એક છે નારીયોધ કુરુમંડળમાં:
શિખંડી હજી યે છે શિખંડિની.
શિખંડીનાં શર વીંધશે ભીષ્મને.'

શિબિરદ્વારને ઓળંગીને







સૂર્યચન્દ્રને શોધતાં શોધતાં
ભીષ્મચક્ષુઓ રમતાં'તાં
ગગનમંડળની યે પાછળ.
વિશ્વ ભાસતું એમને પુષ્પન્હાનકડું.
બ્રહ્માંડપાંખડીઓમાં પૂરાયેલા પિતામહ
ઢૂંઢતા'તા અનન્તના આરાઓને.

'એહદમાં ખેલો છો, પિતામહ !
ખોલો છો યે હદની પારનું.
ઇતિહાસો ગાશે આ અદ્‌ભુત ઉદારતાને,
મહંકાળ મહિમા ઉચ્ચરશે
માનવતાપર આ મહામાનવતાના.
પુત્રો પૃથ્વીમાં છે ત્ય્હાં સુધી બોલશે
કે પિતામહે પુત્રોને દીધાં
અમૃતમૂલાં આયુષ્યનાં દાન.
કાળવહી પોકારશે, પિતામહ !
કાળના કિનારાઓની પાર.'

'કૃષ્ણદેવ ! કપરાં છે કુરુક્ષેત્રને જીતવાં.
ધર્મદેવનો ધર્મ જીતશે એ,







પાર્થની પ્રત્યંચા જીતશે એ,
કૃષ્ણના નિષ્કામ મન્ત્રો જીતશે એ.
જાવ ને જીતો આવતી કાલને.
બેહદની યે હદ ઉગશે કાલે.
કાલને જીતે એ કાળને જીતે.'

આભને શિખરો નમે,
પાંચે પાંડવો ને કૃષ્ણદેવ એમ
પ્રણમી પડ્યા કુરુપ્રવર પિતામહને:
જાણે ચન્દ્રમાઓ પ્રણમ્યા
મહાજ્યોત માર્તંડજ્યોતને.
પાંડુકુમારોએ પિતામહની ઉતારી
જીવનની પંચજ્યોત આરતી.

હાસ્યઉજ્જવળા પિતામહે પછી કહ્યું:
'ત્યહારે સારવજો પિતામહનું શ્રાદ્ધ
આવતી કાલે ને કુરુમંડળમાં.
મ્હેં યે બહુ દીઠી દુનિયાં.'

પછી સિધાવ્યા ભીષ્મશિબિરેથી
પાંડુકુમારોના પુણ્યજ્યોતિઓ.







હર્ષપ્રફુલ્લેલી હતી કે શોકઝંખવાયેલી
ત્હારે એ પાંડવપ્રાણપાંખડીઓ ?
ઉગતો ચન્દ્રમા નિરખતો'તો
ચન્દ્રવંશના એ અદ્‌ભુત ઇતિહાસોને,
ને અમૃત ઢોળતો'તો મૃત્યુપીધેલાઓ ઉપર.

ને પછી ઉગી એ યુગપર્વણી.
સવાસો સંવત્સરોના ઋતુપલટાઓમાં
પડ્યું ન્હોતું એવું પ્રભાત.
ચન્દ્રવંશ કાજે પાથરતો'તો ચન્દ્રમા
કૃષ્ણપંચમીનું ચાંદરણું કુરુક્ષેત્રમાં.
ધોઈ નાંખી એ રૂપાવેલ
ને સોનું ઢોળ્યું સૂર્યદેવે.
સોનવેલ હોલિયાં લેતી કુરુમંડળમાં.

સારથીએ રથ સજ્યો;
પિતામહે કીધી પ્રદક્ષિણાઓ.
હોમભસ્મ છાંટી લલાટદેશે
સંસારભસ્મધારી એ મહાબ્રહ્મચારીએ,
ને ઉભા જઇને રથોપસ્થમાંઃ




જાણે સૂર્યજ્યોત સ્હામે સૂર્યજ્યોત,
જાણે કાળની સ્હામે કાળ. ૩૮૭

'અદ્‌ભુત છે યોગ આજનો.
હું નહિ કે પાર્થ નહિ આજે
કુરુવંશને વંશવડલે. ૩૯૦
કૌરવરાજ ! સૂર્ય નથી આ;
આ તો ઉગ્યા છે યમદેવ.' ૩૯૨

પિતામહે બહલાવ્યા કૌરવનાથને,
ને બહલાવતાં ભાખ્યો ભવિષ્યબોલ. ૩૯૪

પિતામહે રચ્યો સર્વતોભદ્ર વ્યૂહ;
પાર્થે માંડ્યો સોળપાંખડી ચન્દ્રમા,
અને એક એક પાંખડીએ
મૂક્યાં મહેન્દ્રનાં મહાવજ્ર.
પથરાયેલી પાંડવસેના હતી
એક સમુદ્રવિશાળું સુદર્શન ચક્ર; ૪૦૦
ને મધ્યદેશે હતા મહાચક્રધારી,
અગમ્યના અધિષ્ઠાતા કૃષ્ણદેવ. ૪૦૨




અને આજની હતી
પ્રહરેકની જ રણરમણા.
પણ એ હતો પ્રલયનો પ્રહર.
પિતામહે કીધાં'તાં છેલ્લાં કેસરિયાં.
કુરુક્ષેત્ર ધણધણતું ભીષ્મનાં રથચક્રોથી.
યમસેના ઉતરી'તી આજ કુરુમંડળમાં.

પિતામહે રણધ્વજ ફરકાવ્યો,
સંગ્રામશંખ વાયો, રથ ખેડયો.
ભીષ્મરથ હતો ઉડતો મેઘ;
મંહી સંભરેલી હતી વીજળવાળાઓ.
વીજળીઓ ઉછળતી'તી એ ભીષ્મરથમાંથી.

સાગરો સૂકાયા હતા સેનાઓના;
હવે રહ્યાં હતાં સમુદ્રો શાં ઝીલ્લરો.
યોજનયોજનવાનાં ન્હોતાં ઉછળતાં સૈન્યમોજાં;
આ તો હતી કોશકોશની સેનાઘટાઓ.
તે તિથિએ કુંજે અથડાઈ કુંજે શું.

પછી મંડાણો ઘોર સંહાર.
પાંડવસેનાના દુર્ગકોટ સમોવડી







રથીઓની ઉભી'તી રથમાળા.
રથમાળનાં કીધાં ઈન્ધણાં પિતામહે
રણયજ્ઞના યજ્ઞકુંડને કાજે.
દુર્ગના દ્વાર સમું
આઘે ઉભું'તું હસ્તિમંડળ;
શિખરઉંચુ અને કજ્જળશ્યામ.
દુર્ગનું મહાદ્વાર ઉઘડી જાય એમ
દિશાદિશામાં નાઠું એ મેગળમંડળ
ભીષ્મરથના પાયપડછન્દવે.
પડતા કાંગરા સમી પડી અંબાડીઓ, ૪૩૦
પડતી દહેરીઓ સમા પડયા હસ્તિસ્વામીઓ.
પાણીનાં પૂર વહે એમ
વાધતો'તો પિતામહનો રણરથ. ૪૩૩

પુત્રે પૂછ્યું પિતાને કે
આ ભીષ્મ છે કે ભીષ્મધનુષ્ય ?
યોધપિતાએ ઉચ્ચાર્યો અનુભવબોલઃ
આ તો છે સ્વયં યમદેવ;
ને હાથે છે અઘોર–અઘોર યમપાશ. ૪૩૮







પિતામહ પેઠા પાંડવસેનામાં;
જાણે ઘૂમણે ચ્હડયો
મહાસરોવરમાં મહામગરમચ્છ:
ઝપાટતો, પુચ્છ પછાડતો,
કચરતો, કોળિયા કરતો,
જળપગથારને ડ્હોળતો ખળભળાવતો.
પાછળ પડતા'તા રૂધિરચીલાઓ,
ને મંહી લખાતું'તું 'સંહાર,' 'સંહાર.'

પ્રથમ ભેટયા વિરાટરાજ.
'પધારો, પાંડવોની કીધી'તી મહેમાની;
આવો, આપનું કરૂં રણઆતિથ્ય:'
કહી વરસાવી બાણફૂદડીઓ.
ધ્વજા છેદી, સારથી છેદ્યો, રથ છેદ્યો;
ને વ્હેવાઈને કીધા વ્હેલસૂના.

આડો રથ નાંખ્યો અભિમન્યુએ:
જાણે ખડક પડયો પાણીપૂરમાં.
પિતામહે સાંગ નાંખી બળબળતી.
સૌભદ્રેયે સાંગના કીધા ચોખંડ,







ને ઉછાળ્યા ચતુર્દિશાઓમાં.
વડલા પડખે થઈ પવન પરવરે
એવો વાધ્યો પરાક્રમપુત્ર પાર્થકુમાર
પિતામહની રથપાંખે થઇને. ૪૬૦
કૌરવદળમાં સૌભદ્રેયે પાડી ભેળ.
જાણે પાનખરનો વાયુ વાયો
એમ વિખેર્યાં યોધપાંદડાંઓને. ૪૬૩

કૌરવરાજ સ્વયં ઉભા થડ થઈને;
ને કૌરવસેના ઘેરી ઉભી કૌરવનાથને.
પૃથાપૌત્રે ધણુધણાવ્યો મહાશંખ,
ને ડોલાવ્યું દિશાદિશામાંનું દિશામંડળ.
કૌરવોએ માન્યું ગાજ્યો ગાંડીવધન્વા. ૪૬૮

નાવડી જેવી ડોલતી'તી દુનિયાં. ૪૬૯

પછી પાર્થે ખેડયો નિજ રથ ૪૭૦
પિતામહના રણપૂજનાર્થે:
જાણે સૂર્યને સત્કારવા ચ્હડયો મહામેઘ.
દ્રોણગુરુએ દીઠું, ને જાણ્યું થશે કેર;
પર્વતો પછડાશે, પૃથ્વી જશે રસાતાળ.







અશ્વત્થામાને કહ્યું, 'જા;
ને જતન કરજે પિતામહની પાંખોનાં.
જો; કૈલાસ અથડાય છે કૈલાસને.'

કુરુક્ષેત્રના એ પ્રારબ્ધપ્રહરે
સ્હામસ્હામા એમ આવીને ઉભા
પાર્થ ને પિતામહ.
વિમાસણે ચ્હડયા યોધરાજો કે
સૂર્ય જીતશે ? કે સુરેન્દ્ર ?
પૃથ્વીએ પારખ્યો કાળયોગ.

કલ્પનાનાં ઉઘડયાં અગમ્ય આભ
ને મહદાશ્ચર્ય ઉગ્યાં આચાર્યદેવને કે
બન્ને અતિરથીઓ એકપડખે હોત તો ?
ભીષ્મ ને પાર્થ—
બે સૂર્ય સામટા ઉગ્યા હોત તો ?
પૃથ્વીને યે પી જાત,
ને ઉલેચત સાગરને યે.
તારલા પાડી વાવત વસુન્ધરામાં.

રણ રમતો રમતો ત્યહાં







આવ્યો દ્રુપદપુત્ર—કે પુત્રી ?—શિખંડી.
પાર્થે કીધો'તો મત્સ્યવેધ
ને જીત્યો'તો દ્રૌપદીને ને ભારતરાજમંડળને,
ઓઢણીચણિયે ત્ય્હારે
શિખંડી હતો શિખંડિની,
જાજરમાન દ્રૌપદીની રૂપસુન્દર ભગિની,
દ્રુપદરાજની રાજપુત્રી.
આજે શિખંડી હતો
ટોપકવચધારી મહારથી,
પાંડવઅક્ષૌહિણીનો સેનાસ્વામી.
શિખંડી ઉભો પાર્થની ઢાલ થઈને.

શિખંડીના સુન્દર મુખમંડળમાં
પિતામહે દીઠી મૃત્યુજોગણી.
આવરી લીધાં નેત્રોને,
શરપાંખડીઓ ઉતારી નાંખી,
ને ઉચ્ચર્યાં ગગનગંભીર હૈયાવાણ:
'લે, સારથી ! લે,
ધનુષ્ય દેજે આ પાર્થને.
પાર્થ છે પિતામહનો ધનુષ્યવારસ.







કહેજે પિતામહ પરવાર્યા.' ૫૧૨

પિતામહને ધનુષ્ય સંકેલતા નિરખી
પાર્થે સંકેલી લીધું ચાપ,
ને ઉતારી નાંખ્યું શરભાથું.
સૂનાસૂના ઉભે બે કાંઠાંઓ
ને વચ્ચે ઉછળે સરિતાનીર.
એવાં ઉછળતાં'તાં શિખંડીનાં શરપૂર. ૫૧૮

શિખંડીની વરસતી શરવૃષ્ટિમાં
પિતામહ ચ્હડયા પછી આયુષ્યચિન્તને. ૫૨૦

'કૃષ્ણભાખી દીઠી બેહદની યે હદ.
હવે બસ, દેવવ્રત !
અગણિત ખેલ્યા મહાસંહાર,
અસંખ્ય જીત્યા રણસંગ્રામોને.
કુરુક્ષેત્ર એક રહેશે અજીત ત્હારે.
તું હાર્યો એક કુરુમંડળથી.
યુગના યુગ ભાખશે કુરુમંડળને
ભીષ્મઅજીત ને અજીતજેતા.
વિધાતાને જીત્યા ત્હેં અનેકધા,







વિધાતા ભલે જીતે ત્હને એકવારકા.
સંહારેલાં શત્રુનાં વાવું ઝાડ,
તો વવાય સારૂં હિમાદ્રિમંડળ.
એ સંહારો હતા ધર્મસંહારો.
પાપ સંઘર્યું નથી આ હૈયાએ,
અપકૃત કીધું નથી આ હાથોએ,
અધર્મ આચર્યો નથી આ મહાધનુષ્યે.
દુનિયાં થશે ખરી ક્ય્હારેક સંહારસૂની ?
કે યુગેયુગે અવતરશે રણઅવતાર ?
પૃથ્વીનાં કુરુક્ષેત્રો
શાને છે શોણિતતરસ્યાં ?
કુરુક્ષેત્ર તર્પાતું નથી કેમ
અમૃતમીઠડી મેઘધારાઓથી ?
મહર્ષિઓ ! આદરો નવયજ્ઞો
ને વર્ષાવો નવઆકાશોને,
કે તર્પાય પૃથ્વીનાં ઘોર કુરુક્ષેત્રો.
ભીષ્મે પૂરી કીધી ભીષ્મપ્રતિજ્ઞા.
હવે સંકેલી લે છે સંહાર.
અવનીભરમાં સંભળાશે આજ
ભીષ્મનો અનભેપડો.'







પિતામહે પાંપણો ઉઘાડી ૫૫૦
તો દીઠાં શરજાળાં
રથના રથદ્વારમાં.
વજ્રકિરણો વરસતાં'તાં ભીષ્મગુરૂમાં.
'ધનુષ્ય ધારો' પોકારતો શિખંડી
ભીષ્મરથે ગૂંથતો'તો શરજાળ. ૫૫૫

'પાર્થ'! ચ્હડાવ ત્હારૂં ચાપ.
બાણ છોડ કે પડું પુરુષબાણે.'
પિતામહનો ગાજ્યો રણટંકાર. ૫૫૮

'ધનુષ્ય ધારો હાથે
તો ચ્હડે ગાંડીવની પ્રત્યંચા. ૫૬૦
નિઃશસ્ત્રીને વીંધવાની
પુત્રને ઓઢાઢશો અપકીર્તિ ?
ગાંડીવ ના પાડે છે, પિતામહ!
અધનુર્ધારી શુ ઉગમવાની.' ૫૬૪

કુરુક્ષેત્રમાં પડતાં'તાં વેણબાણ
એવી દિલદિલાવરીનાં ત્ય્હારે,
ને મહામાનવતાનાં. ૫૬૭







ને જગતે પછી સાંભળ્યો
છેલ્લોવેલ્લો ભીષ્મધનુષ્યટંકાર.
પિતામહે ચઢાવ્યું મહાબાણ, ૫૭૦
જાણે ફોડશે પૃથ્વીને.
ભીષ્મે વીંધ્યાં આકાશમંડળ,
ને કહ્યું, ફોરજે મારગડો. ૫૭૩

પંચભૂતનાં સત્વ સમાં
પછી પાર્થે ઉગામ્યાં પંચબાણ,
ને છોડયાં અન્તરિક્ષમાં ઉડતાં.
કવચ વીંધી પોઢયાં દેહદેશમાં,
પરોવ્યાં મંહી પિતામહના પંચપ્રાણ,
ને સમર્પ્યાં પંચ ભૂતોને. ૫૭૯

ભીષ્મે ઉછાળ્યું મહાધનુષ્ય. ૫૮૦
ને પાર્થની બાણપાંખડીઓને
હૈયાપાટમાં સંગ્રહીસોડાઢી ૫૮૨
ઢળી પડયા ધરણીઉછંગમાં.
ઉદાર હૈયાળાં ને વિશાળ ભાવાળાં,
અન્તે તો સંઘરે છે સૌને
ધરતી મૈયાના જ ઉરઉછંગો. ૫૮૬







સવાસોક સંગ્રામગ્રીષ્મો જોઇને
મહારથીનો રથ થયો રથીસૂનો.
ભીષ્મસૂના રથે પાડયો રણપોકાર
કે ભીષ્મ પડયા. ૫૯૦
દિશામંડળમાંથી સંભળાયો પડઘો કે
કુરુક્ષેત્રનું પડયું પ્રારબ્ધ. ૫૯૨

ભીષ્મ પડયા;
જાણે કુરુક્ષેત્રનો રણસ્તંભ પડયો.
ભીષ્મ પડયા;
જાણે ચન્દ્રવંશ સ્વયં પડયો.
ભીષ્મ પડયા;
જાણે પૃથ્વીનું બ્રહ્મચર્ય પડયું.
ભીષ્મ પડયા;
જાણે મધ્યાહ્નનો સૂર્ય પડયો. ૬૦૦
ભીષ્મ પડયા;
જાણે આભ તૂટયાં સમન્તપંચકમાં.
દુનિયાં દીન થઈ, ઝંખવાઇ. ૬૦૩

ભીષ્મ પડયા; જાણે યુગ આથમ્યો ૬૦૪







પૃથ્વી ફાટે ને પર્વત પડે
એવી રણહાકલ પડી કુરુમંડળમાં
કે પિતામહ પડયા.
ભીષ્મ પડયાની હાકલ સાંભળીને
ક્ષણમૂર્છા આવી ગઇ આચાર્યદેવને
કે અવધ્યને વધ કેવા?
છાયારેખા ઉગે ને ઉતરી જાય
એવી આવી ને ઉતરી એ મૂર્છાલહરી,
ને દ્રોણગુરુ ધાયા ભીષ્મરથે.
ત્યહાં ટોળે મળ્યું હતું
પાંડવકૌરવનું સમસ્ત રણરાવણું.

ભીષ્મ પડયા સાંભળીને
વીરોનાં શરમાયાં વીરત્વ,
યોધરાજોનાં શરમાયાં આયુધો.
કૌરવોએ ભાથે ભર્યો શરભંડાર,
પાંડવોએ ઉતારી નાંખી પ્રત્યંચાઓ.
અસ્ત્રશસ્ત્રો થયાં નિર્મુખ;
યોધયોધ થયો નિરાયુધ;
સંગ્રામ શમી ગયો.







મહામધ્યાહ્ને થયો યુદ્ધવિરામ.
મહારથીઓ આવ્યા ધાઇને,
જાણે મેઘ ઘેરાણા  આભઆંગણે;
સેનાનીઓનો ઉભરાયો સંઘ,
જાણે વર્ષાધારાઓ ઘેરાણી મહારણમાં.
ક્ષણ પૂર્વે વીંધતા'તા નયનબાણોથી,
ક્ષણ પછી પૂજતાં'તાં
એ નયનકિરણો ચરણે ઢળીને.
સંહારતા હાથ વન્દતા'તા,
કાપતા કરતલ ચાંપતા'તા ચરણકમળોને.
કૃષ્ણચન્દ્ર પંપાળતા'તા હૃદયદેશ;
દ્રોણાચાર્ય છોડતા'તા ટોપકવચના લોહબન્ધો;
ધર્મદેવ લ્હોતા'તા લલાટમોતિયા;
પાર્થ સંકેલતો'તો બાણચાપને;
ભીમ તળાંસતો'તો પાય;
કૌરવનાથ નિહાળતા'તા કુરુરણના સીમાડાઓ.
પિતામહ હસતા'તા ગેબી હાસ્યે
પૃથ્વીની પારનું જોઈ-જોઈને.
આંખડીઓ કોરતી'તી આભના મારગ.







કૌરવનાથે ઉચ્ચાર્યાં વટહુકમો;
'સજ્જ કરો સુખશય્યા.
આમન્ત્રો ધનવન્તરીઓને.
શર કહાડે, પાટાપીંડી કરે,
કે ઉતરે દુ:ખનાં દમન.' ૬૪૭

'કૌરવરાજ ! પધારો.'
પિતામહનો થયો આજ્ઞાટંકાર. ૬૪૯

'આજ્ઞા, મહારાજ ! ૬૫૦
પાઠવું છું કોક હનુમાનજીને
પાયામાંથી ઉપાડી લાવવા
મન્દરાચળનો મહાગિરિ.' ૬૫૩

'નહિ, નહિ, કૌરવરાજ !
દેવવ્રતને દુ:ખ શાં હવે ?
મૌનશબ્દે આયુષ્યની આરતી
એ છે હવે ઔષધોપચાર;
અને **वैद्यो नारायणो हरि:** .
ભીષ્મની સુખશય્યા નથી, વીરશય્યા છે.
ભીષ્મને ન હોય ઔષધનાં અમૃત; ૬૬૦
તો મલમપટા કેવા ભીષ્મને ?
કુરુમંડળના મહાચોકમાં







પથરાશે ભીષ્મની શરશય્યા.
ચોમેર ઢોળાયેલા છે, નિરખો,
યોધઆયુધના ઢગલાઓ કુરુક્ષેત્રમાં;
જાણે પિતામહની ચિતાશય્યાનાં ઇન્ધણાં.
એ આયુધઇન્ધણાંને ઢગલે
ભીષ્મનાં કરજો ચિતાપોઢણ.
સેનાસ્વામીસોહાગી આપજો વિદાય
પુત્રો! તમ પિતામહને:
શરમંડળ સોતું કરાવજો અગ્નિસ્નાન.
શરમંડળ તો છે ભીષ્મનું રોમમંડળ,
રણકેસરીની એ છે કેસરયાળ.
કાપી, પરોવી, પીંખી આયુષ્યભર
પૃથ્વીપંખિણીની પાંખોપાંખોને;
આજે અળગાં કરશે એ શરમંડળને?
શરમંડળ ઉખાડતાં પૂર્વે
ઉખાડી લેજો ભીષ્મની અંગુલિઓને.
વીણી લ્યો—વીણી લ્યો,
વીણી લ્યો મ્હારી પાંપણો ને ભમ્મરો—'

'યુદ્ધસ્વામીઓ! પિતામહ છે
સંગ્રામયુગના યુગાવતાર,







કુરુમંડળના રણયજ્ઞના
દેવપ્રિય આજ્ય ને હવિ.
પિતામહનો ધનુષ્યટંકાર
એટલે કાળનો કાળટંકાર.
સંગ્રામશોભતો જ હોય
સેનાસ્વામીની શરશય્યાનો સાજ.
પિતામહ ! પ્રારબ્ધી છો:
સૌથી પ્હેલા માણશો દેવમંડળની મહેમાની. ૬૯૦
સુરમંડળ વાટ જૂવે છે સ્વર્ગઘાટે.'
કૃષ્ણચન્દ્રે વીરબોલે બિરદાવ્યા
રણપોઢ્યા સંગ્રામસ્વામીને. ૬૯૩

'પુત્રો ! છેલ્લું વેણ સાંભળશો
આ શરશય્યાવાસીનું ?
વસુઓ વાવો વસુન્ધરામાં
એ છે ભીષ્મનો વિદાયબોલ.' ૬૯૭

ઉત્કંઠા, આતુરતા, વીનવણી,
આશા, આજ્ઞા, લોકોદ્ધાર, યુગકલ્યાણઃ
તરવતાં હતાં સૌનાં કિરણો ૭૦૦
પિતામહનાં વદનમંડળમાં ત્ય્હારે.







ઉગતી ઉગતી ને આથમતી
આયુષ્યજ્યોતની એ સરવાણીઓ.
ભીષ્મવદનમંડળમાં સમેટાતાં'તાં
કુરુક્ષેત્રનાં સંગ્રામતેજ.

'આજ્ઞા, પિતામહ!'
હસ્તાંજલિઓ કરીને ઉભો
પાંડવકૌરવનો યોધસંઘઃ
જાણે તારલાઓ ઉભા આભઆરે
ગગનમંડળનો શબ્દ ઝીલવાને.

'પુત્રો! કારમી છે કાલ.'
સાગરનું ઉંડાણ બોલે એવું
બોલતું'તું પિતામહનું હૈયાઉંડાણ.
'કાળઅઘોર આ દસ તિથિઓમાં
એકાદશ સંહારાઇ ક્ષોણીસેનાઓ.
કૌરવયોધસંઘે રહી છે ચાર,
પાંડવયોધસંઘે રહી છે ત્રણ.
અગિયાર અક્ષૌહિણીઓના
સાંભળશો એ સંહારસન્દેશ?







ને કરશો ભરતગોત્રનું સર્વસમાધાન?
યુગ બોલે છે; સાંભળો છો?’

ગંગાના એ મહાઘાટ સમા
મૌન ઉભા’તા પાંડવકૌરવના મહાઘાટ,
પરસ્પરના પ્રતિરથીઓ સમોવડા;
ને વચમાં ઘૂઘવતી’તી ગાંગેયની ગંગા
ઘેરા ઘેરા હિમાલયના મહાશબ્દે.
આભ જોતું ને ઉંડું જતું:
મધ્યાહ્ન નિરખતો ને ઝંખવાતો.

સાગર બોલી રહ્યો.
અન્તરિક્ષ સમું નિઃશબ્દ
ઉભું હતું સાત ક્ષોણીનું યોધમંડળ.
ત્‍હાં કૌરવનાથ બોલ્યા બોલ:
જાણે સરિતાનાં પૂર ગાજ્યાં.
એ શબ્દો ન્‍હોતા, અંગારા હતા;
મધ્યાહ્નના ઝરતા’તા બળબળતા અંગાર.

‘કારમો નાંખો છો બોલ, પિતામહ!
અગિયાર અગિયાર ક્ષોણી સંહારાઈ;







અને હવે મોંઘા કરૂં મ્હારા પ્રાણને ?
કિયું મોઢું દેખાડું દુનિયાને પછી ?
ઇતિહાસ આપે અપયશ,
માનવમંડળ દે ફિટકાર,
કાળ કરે અણભૂંસાતી કાળાટીલી.
આદર્યાં પૂરાં કરવાં
એ જ છે હવે પુરુષાર્થપ્રતાપ.
પિતામહ પડ્યા આજે;
સુયોધને પડશે કાલે કુરુરણમાં.
વીરોની છે એ વીરગતિ.
ઉગી ઉગીને આથમશે સૂર્ય ને ચન્દ્ર;
તપીને ઝંખવાશે નક્ષત્રો ને રાશિઓ;
અણઆથમ્યો–વણઝંખવાયેલો રહેશે એક
કુરુમંડળનો સંહારમુખો સંગ્રામધ્વજ
યુગયુગાન્તરના સીમાન્તોની યે પાર.
કુરુમંડળના રણમયદાનનાં
અવિશ્રાન્ત વાગશે રણદુંદુભિ
ધરતીના ચોખૂટમાં ગાજી ગોરંભીને.
યુગના યુગ સાંભળશે
આજના કુરુક્ષેત્રની સંગ્રામઘોષણા.







કાળ આથમશે ક્‌હારેકે ય તે;
પણ કાળાન્તે યે નહિ આથમે
કુરુક્ષેત્રની ભીષણશબ્દ શંખઘોષણા.
આયુષ્યને સંભારો, પિતામહ!
પાંપણે વીણો શતાબ્દીના સંવત્સરોને.
આયુષ્યભર ખેલી આપે યુદ્ધરમણા;
આયુષ્યને અન્તે નકારશો એ પુત્રોને?
આજ્ઞા આપો, પિતામહ! રણ રમવાની.
પાંડવોએ પ્રીછ્યાં નથી હજી
કાગડંખાળાં કૌરવઆયુધોને.’

બોલ ન્હોતા પડતા કૌરવનાથના;
ભવિષ્યવાણીઓ નિર્ઝરતી’તી એ.
દિશાઓ ઝીલતી હતી
રણધુરન્ધરની બોલધારાઓને.
નેત્રપાંખડીઓ મીંચી દીધી પિતામહે
ને ઢાળી દીધું મસ્તકકમળ
વાયુનાં ઓશીકાં શોધતું અન્તરિયાળ.

‘લાવો, આરામનાં ઓશીકાં લાવો;’
કૌરવનાથે કીધો ઘંટાનાદ.







પિતામહે જોયું પાર્થ ભણી.
યોધદષ્ટિનાં એ દ્રગકિરણોમાં
હતા વીરના વિનતિબોલ.
પાર્થ—પૃથ્વીપડછન્દવા પાડતો પાર્થ—
પાર્થ પડ્યા ઘૂંટણિયે;
વડશાખા સમી વિશાળ સ્કન્ધડાળે
લીધો પુરુષવ્યાઘ્રનો મસ્તકછોડ;
ને ત્રિવલ્લી રચી તરપાંખડિયાળી
નિજ શરમંડળની શરડાળીઓથી;
અને ઝીલ્યું પિતામહનું મસ્તકપુટ
શરત્રિવલ્લીની એ શરપાંખડીઓમાં.
અંગુલિઓમાં ફૂલ ધારે
એમ ધાર્યું શરઅંગુલિઓમાં
સહસ્ત્રપાંખડી એ શીર્ષકમળને.

'પાર્થને છે પિતામહનો ધનુષ્યવારસો.'
નિર્ઝરી કૃષ્ણચન્દ્રની શબ્દચન્દ્રિકા.

સાગરછોળોમાં કો નાવડી ઝૂલે
એમ પિતામહ ઝૂલતા'તા વાયુમંડળમાં.







અર્ધઆથમી સન્ધ્યાએ
સૂર્યરાજ વિરામે છે કિરણસેજમાં,
એવા પોઢયા'તા ભીષ્મદેવ બાણશય્યામાં :
જાણે અન્તરિક્ષની હિન્ડોળાખાટે
પોઢયો કુરુક્ષેત્રનો સૂર્ય.

એ હતી આયુષ્યની ક્ષિતિજરેખા.
પૃથ્વી ઢોળાય છે આભમાં,
ને આભ ઢોળાય છે દિશામંડળ પાછળ.
પિતામહની પૃથ્વી ઢોળાતી'તી ગેબગહનતામાં.

'પાણી, પાર્થ! પાણી :
પાણી પાઇશ? પાર્થ!'
ગંગાપુત્રને પડયો શોષ
ને પાર્થ કને માગ્યું પાણી.
પિતૃપ્રવરે પુત્રને દીધો શ્રાદ્ધઅધિકાર.

પિતામહને કાજે પાર્થ
સ્વર્ગગંગા ઉતારે સુરલોકમાંથી.
પાર્થ હતો પિતામહનો ધનુષ્યવારસ,
પુણ્યશ્લોક ભગીરથનો યશભાંડુ.







પાર્થને સારવવાનાં હતાં પિતૃશ્રાદ્ધ;
ને આયુષ્યના સંવત્સરે સંવત્સરે
પાવાનાં હતાં પિતૃતર્પણનાં પાણી.
પાર્થે ચ્હડાવ્યું ગાંડીવ ધનુષ્ય.
યોધમંડળ આલોચતું'તું કે જાણે
ફોડશે આકાશનાં મહાતળ.
પાર્થે ફોડી પાતાળગંગાને
પિતામહને પાવાને પાણી.
કીર્તિઘોષ ગાંડીવધન્વાની
એ હતી પિતામહની છેલ્લી મહેમાની.

'પુત્રો ! પ્રતાપપંખાળાઓ !
પાણી યે થશે અમૃતમૂલાં
પૃથ્વીનાં પાપ પ્રગટશે ત્ય્હારે.
સુકઈ જશે ઝરા અને ઝરણાંઓ
પૃથ્વીહૈયાનાં ને માનવહૈયાંનાં.
યુગે યુગે ત્ય્હારે અવતરજો પાર્થ
માનવહૈયાંમાંની ને પૃથ્વીહૈયામાંની
ફરી ફરીને ફોડવાને પાતાળગંગાઓ.'







જંગજોગન્દરને થાક કેવા ?
ત્હો યે થાક ચ્હડયો ભીષ્મને યે.
એ હતો આયુષ્યનો થાક.
ઇન્દ્રિયો કરમાઈ, અંગો સંકેલાયાં;
પિતામહ પોઢ્યા શાન્તિસેજમાં.
આથમતા ચન્દ્રદેવને નિહાળતાનમતો
ટમટમે છે તારલાનો તેજચક્રાવો,
એવો ટમટમતો'તો યોધસંઘ
નતમુખ નમતો ને નિહાળતો
ઓસરતી ને આથમતી પિતૃજ્યોતને.

અને પછી રચ્યો સેનાસ્વામીઓએ
કુરુમંડળની વચ્ચોવચ્ચ ભીષ્મનો રણકુંડ.
મેઘકુંડાળુ મંડાય છે વ્યોમમંડળમાં,
એના પૃથ્વીપડછાયા સમો
ભીષ્મ ફરતો ફેલાયો રણપરિઘ.
ન્હોતી એ માનવીની મૃત્યુશય્યા:
એ હતું રણદેવનું રણસિંહાસન.
કુરુક્ષેત્રના કારમા રણખેલન્દાઓ યે
ઉથાપતા નહિ એની આણ,







એ રણકુંડની પાળરેખાની.
ભીષ્મની શરશય્યા તો હતી
કુરુમંડળના વીરવીરેન્દ્રનું વીરત્વમન્દિર.
શિરસા વન્દતાવધાવતા સૌ
આકાશશાન્ત એ શરશય્યાનો વિજયટંકાર.
બ્રહ્મકુંડ સમો હતો ગાંગેયનો મૃત્યુકુંડ.
યોધરાજો ભીષ્મકુંડ કહેતા એને.

ધીર, સ્થિર, ને ગેબગંભીર,
ઉંડા ઉંડા કો પાતાળઝરાનાં
ભર્યાંભર્યાં ખળભળે પાણીપગથાર,
એવાં ખળભળ્યાં કુરુમંડળનાં શાન્તિજળ,
ને સહસા ગાજ્યો ગાંગેયનો શંખનાદ
ગહનતાને યે આજ્ઞા કરતો.

'જાવ, દેવપાર્ષદો! જાવ.
જય હો ધર્મરાજના ધર્માદેશનો.
સવિતાદેવ કોર મરડે
ને આભપન્થે પથરાય અજવાળાં,
ત્ય્હારે પધારજો ઉત્તરાયનને પગલે.







હું યે આવીશ ત્‍્હારે હિસાબ આપવાને
આ જગતજીવનના જયાજયોનો.' ૮૬૯

યોધસંઘને વીજળી વાગી કે ૮૭૦
સંહારસ્વામી ચ્‍હડ્યા સંગ્રામભ્રમણાએ;
ને ઉચ્ચરે છે આજ્ઞાટંકાર
અન્તરિક્ષમાંના અગોચરને. ૮૭૩

કમળની પાંખડીઓ ઉઘડે એવાં
ધીરે ધીરે પછી ઉઘડ્યાં અંબુજલોચન,
અને સુગન્ધના પરિમળ ફોરે
એવું હસ્યા પિતામહ હાસ્ય. ૮૭૭

'કૌરવરાજ! મૂંઝાયા'તા? તાત!
પિતામહ ન્‍હોતા ચ્‍હડ્યા મૃત્યુસ્વરીએ.
જાગૃત છું–જગતજાગૃત છું; ૮૮૦
ને જગતમાંથી જઈશ જાગતી જ્યોત શો.
એ તો આવ્યા'તા, ધર્મદેવ!
મૃત્યુના પાર્ષદો અમૃતકુંભ લેઈને.
કહ્યું, જાવ; આજે નહિ.
આવજો ઉત્તરાયન થયે;







ત્ય્હારે સાધીશું અનન્તના સાથસંગાથ.
પાર્થ ! પિતામહ છે મહેમાન ત્હારા;
કરી લે થાય તે મહેમાની.
વરઘો ગણજે હવે હો !
વર્ષો જેટલી નહિ વીતે તિથિઓ યે.'

યુદ્ધકેસરીઓની વજ્રકીકીઓ
ભીંજાઈ એ ભીષ્મપડછન્દવે.
પત્થરછાટમાંથી ટીપાં ટપકે,
પાર્થના વજ્રદેહમાંથી એમ
ટપકતાં'તાં આયુષ્યનાં ઓસટીપાંઓ.

કુરુરણના સુકાની હતા કૃષ્ણદેવ:
કૃષ્ણદેવે વાળ્યાં સુકાન શોકપ્રસંગનાં.
વિષાદગ્લાનિની ઉતારી ઝાંખપ,
ને વીરમંડળમાં જમાવ્યો વીરોત્સાહ.
મધ્યાહ્નનાં પ્રતાપપરાક્રમથી
પાછાં પ્રકાશી ઉઠયાં મધ્યાહ્નતેજ.

'યશમૂર્તિ યોધરાજો !
પિતામહ નથી પડયા આ.







આ તો પડ્યો છે અહીં
કાળનો કોક મનવન્તર.
કુરુમંડળનો પોઢ્યો આજ પરાક્રમયુગ;
ને પિતામહ હતા એ યુગના યુગાવતાર.
પ્રાક્રમપુરુષ સંચરે છે દેવધામે;
ને દેવો વધાવે છે
પૃથ્વીની એ વધામણીને.
કાન માંડો, સાંભળો:
દેવો ઉતારે છે આરતી યુગસ્વામીની.
દેવઝાલર વાગે છે, સુરઘંટા રણકે છે.'

મેઘની ઝરમર ઝરે,
મધુરી મધુરી ને ગગનગોરમ્ભતી,
એવી અન્તરિક્ષેથી નિઝરી દેવવાણી
ચન્દનીમધુરી ને દિગન્તો ભરતી.
આભને આરે ઉભેલો દેવસંઘ
ઉચ્ચરતો'તો આરતી ચન્દ્રવંશના ચન્દ્રમાની.
વિશ્વવન્દ્યને વન્દન વન્દતું કુરુક્ષેત્ર
સૌભાગ્યભાવે ઝીલતું'તું
યુગાવતારની આરતીની દેવધારાઓ.







મેઘકંઠે ગાતું'તું કુરુક્ષેત્ર
કુરુપ્રવરનાં કીર્તિકીર્તન.

કુરુમંડળ તવ કરે આરતી, ઉચ્ચરે જયજયકાર.

  અહો! તુજ ક્ષાત્રતેજઉદ્યોત;
  મનસ્વી મૃત્યુંજયી ઓતપ્રોત;
  અવસ્યાં ગેબનાં મોતકમોત;
કુરુમંડળ તવ ઝીલે, પિતામહ! પુરુષાતનની જ્યોત:
કુરુમંડળ તવ ઝીલે, પિતામહ!–

  નમું તવ અણનમ આયુષ્ટેક:
  વધાવું જીવનની જયમ્હેક;
  કાળગંગાનો ગાંગેય એક;
કુરુમંડળ તવ પૂજે, ભીષ્મવ્રતી! બ્રહ્મચર્યના વશેક:
કુરુમંડળ તવ પૂજે, ભીષ્મવ્રતી!–

  ધન્ય એ અજેય ધનુટંકાર:
  ધન્ય મહામાનવતાનો સાર:
  ધન્ય વીર યુગના યુગઅવતાર:
કુરુમંડળ તવ કરે આરતી. ઉચ્ચરે જયજયકાર:
કુરુમંડળ તવ કરે આરતી.–







ઘેરાઘેરા ને અનેરા
કોક ઉગતા નવપ્રભાત
વિશ્વવિશાળા સાગરપગથારે
કિરણોની બિછાવે બિછાત
ને ઉપર રોપે તેજજ્યોતના કિરણરોપ,
ને એ કિરણમંડળમાં હિન્ડોળા ખાતો વિરમે
અસ્તાચળે સંચરતો પૂર્ણિમાનો ચન્દ્રમા;
કુરુમંડળના મહાસાગરમાં એમ
શરમંડળની રક્તજ્યોત શરડાળીઓમાં
હિન્ડોળા ખાતો પોઢતો'તો ૯૫૦
ચન્દ્રવંશની પૂર્ણિમાનો ચન્દ્રદેવ.
એને ઉઘડતાં'તાં નવપ્રભાત;
એને ખૂલતાં'તાં અગોચર આકાશો;
એણે દીધાં'તાં આયુષ્યનાં દાન. ૯૫૪

ભીષ્મ પિતામહ એટલે
કુરુક્ષેત્રના રણયજ્ઞની પરમ આહુતિ. ૯૫૬

  


